# શીતળા તથા શીતળા કાઢવાની

અને

શીળી કાઢવાની રીત વિશે.

નિબંધ,

અંગ્રેજીમાંથી

ગુજરાતીમાં રચનાર

દાકતર દોરાબજી હોરમસજી, જી. જી. એમ. સી.

મુંબઈ.

ગણપત કૃષ્ણાજીના છાપખાનામાં એક્ઝિક્યુટરોની આજ્ઞાથી

નારોકૃષ્ણ દુમાલે એણે છાપ્યો.

પ્રસિદ્ધ કરનાર જવેરીલાલ ઉમીઆશંકર યાજ્ઞિક.

સંવત ૧૯૨૭.

ઇ. સ. ૧૮૭૧.

# શીતળા તથા શીતળા કાઢવાની

અને

## શીળી કાઢવાની રીત વિશે.

નિબંધ,

અંગ્રેજીમાંથી

ગુજરાતીમાં રચનાર

**દાકતર દોરાબજી હોરમસજી, જી. જી. એમ. સી.**

**મુંબઈ.**

ગણપત કૃષ્ણાજીના છાપખાનામાં એજિક્યુટરોની આજ્ઞાથી

નારોકૃષ્ણ દુમાલે એણે છાપ્યો.

•

**પ્રસિદ્ધ કરનાર જવેરીલાલ ઉમીઆશંકર યાજ્ઞિક.**

સંવત ૧૯૨૭

ઇ. સ. ૧૮૭૧.

કલકત્તાની સરકારે ૧૮૭૦ નીશાંલમાં ડાકટર ટી. એડમંડસ્ટન ચારલસે શીતળા તથા શીતળા કાઢવાની અને શીળી કાઢવાની રીત વીશે સર્વે ઉપયોગી ચોપાનીઉં ઈંગ્રેજીમાં છપાવ્યું તેનો તરજુમો માહરાજાધીરાજ મીરજાં મા-હારાઓ શ્રી પ્રાગમલજી બાહાદુરના હુકમથી ડાકટર દોરાબજી હૉરમસજીએ કચ્છમાંની સર્વ વસ્તીને સમજ પડે તેવી ઈબારતમાં કરી દરબાશ્રીની આગ્નાથી છપાવી પ્રગટ કરયો છે.

---

# શીતળા* તથા શીતળા કાઢવાની અને શીળી† કાઢવાની રીત વીશે સર્વ ઉપયોગી ખબર.

## +૧. શીતળા વીશે.

માણુશ જાત જે સર્વ દરદોને લાગેછે તેમાં શીતળા સરવેથી જુલમગાર અને સખત દરદ છે. એ દરદથી મરણ એટલાં તો ઉપજેછે કે ત્રણ અથવા ચાર શખસને એ દરદ થયું હોએ તો તેમાં એક મરણ જરૂર ઉપજેછે. પણ જે શખશોને એક વાર શીતળા નીકળી ગઈ હોએ અથવા શીતળાનો ચેપ શરીરમાં નંખાવીઓ હોએ અથવા શીળી કઢાવી હોએ તેઓમાં ઉપર પ્રમાણે ઘણાં મરણ થતાં નથી. શીતળાના રોગથી ઘણાઓનું મરણ નીપજેછે તેથી એ ઘણું જુલમ દરદ છે એટલુંજ નહીં પણ એ બેવડું જુલમી છે કારણ કે એ દરદ ઘણું સાધારણ છે. એ દરદ કોઈ કદાચ થાએછે એવું નથી પણ તેથી ઉલટું દર વરશે એ દરદ ઘણે ઠેકાણે ફેલાએલું સરકારના જાણવામાં આવેછે. એ દરદ એટલું તો નાશકારક અને સાધારણ છે કે તે વીશે સરવે લોકોને અને ઘણું કરી ગામડાના લોકોને સારી રીતે વાકેફ કરવા એ ઘણું અગત્યનું છે એવું સરકાર વીચારેછે કે જેથી એ દરદનો ફેલાવો થતાં અટકે અને ઘણાં જણનો બચાવ થાએ.

૨. બીજાં દરદો જે ઘણાં એક કારણોને લીધે ઉપજેછે તેમ એ દરદનો ઉપદ્રવ નથી. પણ એનો ફેલાવો માત્ર ચેપથીજ થાએછે.

---

* શીતળા એટલે જેને કેટલાએક શીતળા માતાને નામે અને કેટલાએક બળીઆ કાકાને નામે ઓલખેછે તે.

†શીતળા કાઢવા એટલે એક શખસને ખુદરતી શીતળા નીકળી હોએ તેનો ચેપ બીજામાં નાંખીઆથી શીતળા નીકળે તે.

+ શીળી કાઢવી એટલે ગાએનો શીતળાનો ચેપ મનુષ્ય જાતમાં નાંખવાથી જે કણ ભરાએ છે તે.—

એક શખ્સને શીતળા નીકળી હોએ તેનું બીજ બીજા શખ્સમાં દાખલ થએઆ વગર તેમાં એ દરદ જાહેર થતું નથી.

આ વાત યાદ રાખવી ઘણી અગત્યની છે કે જે લોકમાં શીતળા નીકળી હોએ તેનાજ બીજથી શીતળાનો ફેલાવો થાએછે. એ વાતનુ ગ્યાન હોવાથી શીતળાનો એકદમ ફેલાવો થતાં ભયંકર પરીણામોનો ઘણો ખરો અટકાવ થઈ શકેછે.

૩. એક શખ્સને શીતળા નીકળેલી તેમાંથી એ દરદનો એકદમ વધારો થતાં ભયંકર પરીણામો નીપજ્યાં તેનો એક તરતનો બનેલો નીચે પ્રમાણે દાખલો છે.—"ડેલટા" નામનાં વાહાણમાં એક ખલાસીને શીતળા નીકળી હતી. તે વાહાણે ૫૦૦૦ શખ્સોની વસતીવાળા એક ટાપુના બંદરમાં લાંગર કીધું હતું અને તે ઉપડી જતાં જે શખ્સને શીતળા નીકળી હતી તેને તે ટાપુમાં ઉતારી ગયું. તેથી ત્યાંના રેહેવાશીઓમાં શીતળા એટલા જોશથી નીકળી કે એ દરદથી એક શખ્સ પણ બાકી રહો નહીં અને ૩૦૦૦ શખ્સો (જે તે ટાપુની અરધી વસતી કરતાં વધારે) મરણ પામ્યાં.

૪. એક શખ્સને શીતળા કાઢીઆથી ઘણા શખ્સોને શીતળા નીકળી પડેછે એવા દાખલા હીંદુસ્થાનમાં ઘણીવાર સંભળાએછે. અને કેટલા એક ગામોમાં શીતળા કાઢીઆથી એ દરદનો ઘણો ફેલાવો થએલો એવા ઘણા દાખલા દર વરશે મલી આવેછે. તેમાંનો એક દાખલો સુલતાંનપુર થાણુ જે કલકત્તાની દક્ષણ તરફ છે ત્યાંનો તરતનો બનેલો સરકારના જાણવામાં આવ્યો છે. એ થાણાંમાં સાંકી ખેરીઆ નામનુ ગામ છે ત્યાં ૧૮૫૭ ના માર્ચ મહીનામાં આસરે ૨૦૦ શખ્સોને શીતળા કાઢી હતી. એ ગામની સરવે વસતીને શીતળા કાઢી નહીં હતી. તેથી તે વસતીમાં પેહેલી શીતળા નીકળી અને પછે તે ગામની આસપાસ ચો તરફ ચાર માઈલના ઘેરાવામાં જે જે ગામડાં હતાં ત્યાં શીતળાનુ દરદ ફેલાયું—૧૪૯ શખ્સોને શીતળા નીકળી તેમાં ૩૫ મરણ નીપજ્યાં. આ ઉપરથી લોકોમાં ધાસતી પેદા થઈ. તેથી સરકારે શીળી કાઢનારાઓને ત્યાં શીળી કાઢવા મોકલ્યા તેથી એ દરદનો એકદમ અટકાવ થએઓ.

૫. હિંદુસ્તાનમાં શીતળાથી જીંદગીની નુકશાની ઘણીજ થાએછે. એ કેટલાં મરણ ઉપજેછે તે નકી કેહેવાઈ શકાતું નથી, કારણ કે ગામડાં-

ઓમાં તે વીશે બરોબર હીશાબ રાખવામાં આવતો નથી. પણ કલકતામાં એવો હીશાબ રાખવામાં આવેછે. તેથી ત્યાં કેટલાં મરણ ઉપજેછે તે હેલથી કેહેવાઈ શકાશે. શને ૧૮૬૫ના ફેબરવારી તથા મારચ મહીનામાં ૯૫૭ મરણ થઆં હતાં. ૧૮૪૯-૫૦ ના સાલમાં કલકત્તામાં શીતળાનો રોગ ઘણો જોરથી ફેલાઓ હતો. તેમાં ૬૨૦૦ મરણ નીપજીઆં હતાં. એજ પ્રમાણે ગામડાંઓમાં કેટલાં મરણ નીપજેછે તે ચોકસ રીતે કહી શકાતું નથી. તોપણ આટલું તો નકી છે કે જે વખતે કોઈપણ પરગણામાં શીતળાનું જોર ચાલેછે તે વખતે જીંદગીની નુકશાની ઘણી ભયંકર રીતે થાએછે.

૬. શીતળાનો અટકાવ કરવા આપણી અખતીઆરીમાં બે ઉપાય છે. તેમાનો એકપણ ઉપાએ બરોબર કામે લગાડીઆથી એ દરદના ફેલાવામાં અટકાવ થઈ શકેછે.

એક શખસમાંથી બીજાઓમાં દાખલ થઈ શકવાને વાશતે જેને શીતળાનીકળી હોએ તેની નજદીક શીતળા નહીં નીકળેલા શખસોએ આવવું જોઈએ અથવા દરદી શખસના બીજા સાજા શખસમાં કોઈ પણ રીતે દાખલ થવા જોઈએ. જો શીતળાના દરદી શખસ આગલ આવતાં તેનો ચેપ બીજાઓને નહીં લાગુ પડે એવું આપણે કરીએ તો તે દરદ ફેલાઇ શકતું નથી.

જેઓને શીતળા નીકળવાની હોએ તેઓની નજદીક શીતળા નીકળેલા શખસોને ન આવવા દીધાથી એ દરદના ફેલાવામાં આપણે અટકાવ કરી શકીએ છઈએ અને જેઓ સાજા હોએ તેઓએ તે દરદીના અડકેલાં કપડાં અથવા કોઈ પણ વસ્તુને અડકવાથી સાવચેતી રાખવી. તેથીપણ એ દરદના ફેલાવામાં અટકાવ થઈ શકેછે.

૭. આ તો હમણાંજ કહી ગઆ કે કોઈને શીતળા નીકળી હોએ અને તેનો ચેપ બીજાઓમાં દાખલ ન થઈ શકે એવા ઉપાય લીધાથી એ દરદ ફેલી શકતું નથી.

કોઈને શીતળા નહી નીકળે એવો આપણી પાસે શીળી કાહાડવાનો ઉપાય છે. વાસ્તે જે શખસને માતા નીકળી હોય તેની આસપાસ જે હોએ તેઓને શીળી કાહાડીઆથી આપણે શીતળાને આખા ગામમાં ફેલાતાં અટકાવીએ છેએ— આ પ્રમાણે કીધાથી જેમ દેવતાની આસપાસ ભડકો લઈ ઉઠે એવી જણશો પડી હોય પણ તેમાં સારી પેઠે પાણી નાંખ્યા કીધું તો દેવ-

મેળે હોલવાઈ જશે તેમજ એ દરદ પોતાની મેલે મરણ પામેછે. જ્યાં સરખી રીત શીળી કાહાડીઆમાં આવેછે ત્યાં શીતળા વધી શકતી નથી; કારણ કે શીળી કાહાડીઆથી શીતલા ન આવે એવો આગલથીજ ઉપાય લેવાઈ ચુકો છે. જે વખતે શીતલા નીકલતી હોય તે વખતે શીલી કાહાડવામાં કાંઈ અડચણ નથી. એવા વખતમાં જેઓને શીલી કાહાડીએ તેઓમાં બીજી વસ્તી કરતાં શીતળા વધારે નીકલે એવું નથી. શીલી કાહાડીઆ પછી આઠ દીવસ સુધી શીલી શીતળાનો અટકાવ કરી શકતી નથી. શીલી કાહાડીઆ અગાઉ શીતળાના ચેપે કોઈ શખસના શરીર ઉપર અસર કીધી હોય તો એ આઠ દીવસમાં શીતળા નીકલી આવે. જેઓને શીતળા નીકલવાની હોયછે તેઓ શીતળાના ચેપની શરીર ઉપર અસર થવા પછી દસથી બાર દીવસ સુધી તેવા શખસો શીતળાનાં કાંઈ પણ ચીન્હ બાહેર જાહેર થયા વગર ફરેછે. શીલી કાહાડીઆ પછે પાંચ દીવસમાં જો શીતળાનાં ચીન્હ માલમ પડે તો તેવી શીલીથી શીતળાનો કાંઈ પણ અટકાવ થઈ શકતો નથી અને શીતળાનું દરદ તેવા શખસ ઉપર શીલી નહી કાહાડી હોય તે પ્રમાણે અમલ કરેછે. પણ પાંચ દીવસ થઈ ગયા પછે શીતળા નીકલે તો તેવા શખસો ઉપર શીલીની થોડીક અસર થાએછે. તે એવી રીતે શીતળાનું જોર હલકુ માલમ પડેછે અને જે શખસોને શીલી કાહાડ્યા પછે સાત દીવસે શીતળા નીકલેછે તેઓને શીલીનો ઘણો ફાએદો માલમ પડેછે કેમકે શીતળાનું જોર ઘણુંજ થોડું થાએછે અને તેના દાણા પુરા ભરાતા નથી અને એવા શખસોમાં મરણ મુશકેલાઈથીજ નીપજેછે.

૮. શીતલાનો ફેલાવો થવા દેવો હોય તો જેઓને શીતલા નીકળીહોય તેઓ આગલ જેવાને શીતલા નીકળવાની હોય તેવા શખસોને લાવ્યાથી થાએછે.

જેઓને શીતલા નીકલી હોય અને જેઓને શીતલાની અસર થઈ શકે એઓની વચમાં એક હદ બાંધી હોય તો શીતલાનો ઉપદ્રવ એકદમ અટકેછે પણ જો તે હદ તોડી નાંખો તો વધેછે.

જો કોઈ શખસને માતા આવી હોય અને તેના ઓરડામાં જરૂર પડે એટલા નોકરોને આવવા જવાનો હુકમ હોય તે નોકરો એવા જોઈએ કે જેને માતા નીકલી ગઈ હોય અથવા શીતળાના કે શીલીના ચેપથી તેનો બચાવ થઓ હોય અને જો તેઓને બીજા કે જે તે શીતળા નીકલવાની હોય તેઓ ... ગ સંબંધ રાખવા દીધો નહીં હોય તો શીતળાનો વધારો થશે નહી.

આગલ દેવતાનો દાખલો લીધો હતો તે પાછો લઈએ કે દેવતાની અને ભડકો લઈ ઉડે એવી ચીજોની વચમાં એવી હદ બાંધી હોય કે દેવતાની અસર તેઓ ઉપર થઈ શકે નહીં તો ભડકો વધી શકે નહીં. તેમજ જે શખસને શીતલા નીકલી હોય તેને બીજાઓથી છુટા રાખ્યાથી શીતળાનો અટકાવ થાએછે.

૯. શીતળાનાં બીજ એક બીજાને અડકીઆથી લાગુ પડેછે એટલુંજ નહીં પણ જે ચીજોમાં ચેપ લાગી શકે જેવા કે લુગડાં, બીછાનાં અને એવી બીજી ચીજોની ઘણી સંભાળ રાખવી જોઈએ કે જેથી શીતળાનો વધારો થતાં અટકે.

જે ચીજોને શીતળાનો ચેપ લાગો હોય તેમાંથી શીતળાનો વધારો ન થવા દેવાનો સર્વેથી સારો અને નકી ઉપાય તેઓને બરોબર રીતે બાળી નાંખવાનો છે. વાસ્તે જેટલી ચીજો થોડી કીમતની હોય તે નાંખી દીધા કરતાં બાલી નાંખવી એ વધારે સારૂ છે. લુગડાંની અને બીછાનાંની વધારે કીમતી ચીજોને ગરમ પાણીમાં બે વખત ઉકાળવી અને પછે સંભાળથી ધોઈ નાંખવી. પાણી ઉકળતું જોઈએ અને ઘણી વખત સુધી ઉકળતું રાખવું. લુગડાંને ધોયા પછી તડકામાં અને હવામાં સારી પેઠે સુકાતાં રાખવાં જોઈએ. તે લુગડાં ઉનનાં હોય ને તે સુકાતાં રાખવામાં બેવડી સંભાલ રાખવી કારણ કે એવી ચીજોમાંથી ચેપ ઘણો મુશકેલીથી છુટો પડેછે.

જો શીતળા આવેલા શખસે પલંગ વાપરવામાં લીધો હોય તો તે હોરી (સીદરી) અથવા નરમ ચીજોને સંભાલથી બાલી નાંખવી અને લાકડા કાંમને ઉકવનાં પાણીથી ધોઈ તડકામાં સુકવવું જોઈએ.

એજ પ્રમાણે જે ઓરડો વાપરવામાં આવ્યો હોય તેને પણ સાફ કરવો જોઈએ અને તેમ કરવાની સર્વેથી સારી રીત એ છે કે સર્વે બારી બારણાં બંધ કરી તેમાં ગંધક સળગાવવો. તેની વરાળમાં શીતલાના ચેપના બીજનો નાશ કરે એવો ગુણ છે અને એવું કરતી વખત લુગડાં અને ઘણું કરી ઉનનાં લુંગડાને પણ ત્યાં ટાંગવાં કે જેથી તે પણ સાફ થાય અને પલંગના લાકડ કાંમને પણ એજ પ્રમાણે એ વખતે રાખવું.

જો ગંધક નહી મલી શકે તો લીલાં લાકડાં બાળવાથી પણ ઠીક અસર થાયછે પણ ગંધક જેવી બરોબર અસર થતી નથી. વાસ્તે ત્યાં સુધી ગંધક મલે ત્યાં સુધી લાકડાં કામમાં લાવવાં નહી.

લીલાં લાકડાંના ધુમાડાનીજ એ કામમાં મદદ લીધામાં આવે તો તે ઓરડાને વાપરવામાં લીધા અગાઉ ઘણા દાહાડા સુધી છુટ હવા આવ જાવ થાએ તે રીત ખુલો મુકવો જોઈએ.

તે ઓરડામાં પાછા રેહેવાની અગાઉ આખી જગાને સારી પેઠે લીપાવી ધોવાની સાવચેતી રાખવી.

૨. શીતલા કાહાડવા બાબત ( એક શખસને શીતલા નીકળી હોય તેની રસીમાંથી બીજાને કાહાડવી. )

૧૦. શીતલા કાહાડેલા સખસોમાં થોડાં મરણ જરૂર ઉપજેછે. શીતલાનો ચેપ સારી રીતે નાંખ્યો હોય તો પણ એમાં ૧૦૦૦ સખસોમાં ૫ મરણ જરૂર થાયછે. જો શીતલા કાહાડનાર ઘણા હુશાઆર નહી હોય અને શીતલા બરોબર નહી ઉઠી હોય તો ૧૦૦૦ શખસોમાં ૫ ને બદલે ૪૦ થી ૫૦ મરણ નીપજેછે. જે વારે શીતલા કાહાડનાર પોતાનું કામ બરોબર નહીં સમજતા હોય તે વારે તેવા ૧૦૦૦ સખસોમાં ૫૦ થી ઘણા વધારે મરણ થએલાં સરકારના જાણવામાં ઘણા દાખલા આવેલા છે.

બંગાલામાં શીતલા કાહાડેલા શખસોમાં મરણ ઉપજેછે તે શીવાએ તેઓનો ચેપ બીજાઓને લાગુ પડીઆથી દરવર્ષે ઘણી જીંદગીને નુકસાન પુગેછે. એવી રીતે શીતલા કાહાડ્યાથી શીતલાનો ઘણે ટેકાણે ફેલાવો થાએછે અને દરવર્ષે તેમાંથી હજારો શખસો મરણ પામેછે.

૧૧. શીતલા કાહાડવાની આખી રીત ઘણી કંટાલા ભરેલી છે. સઘલાઓને એકજ દીવસે શીતલા કાહાડવી જોઈએ. ગરભવાલી બાઈ માણસોને ગામથી બાહાર મોકલવી જોઈએ. લુગડાં ધોવા અપાએ નહીં. ગરીબોને ભીખ આપી શકાએ નહી. માછલી ખવાએ નહી. હજામત કરાવાએ નહી અને આગળ પાછળના માણસો ઉપર એટલી અડચણો કરવામાં આવેછે કે તે સઘળી સાચવી શકાતી નથી.

તેજ પ્રમાણે જે બચાને શીતળા કાહાડી હોય તેથી પોતાનો હમેશનો ખોરાક ખાઈ શકાએ નહી. તેને પેહેલા દાહાડાઓમાં ઘણી વખત નવરાવવું જોઈએ અને તે પછે કેટલાએક દાહાડા સુધી બીલકુલ નવરાવાય નહી. તે શીતલાથી ઘણી વખત ભરાઈ ગયું હોયછે અને ઘણું દુઃખમાં હેરાન રેહેછે.

શીતળનું જોર આંખો ઉપર થાયછે તેથી તે થોડું અથવા તદન આંધળું

થાયછે. તેના સાંધા ઉપર અસર થાયછે. તેથી આખી જીંદગી સુધી લંગડું રેહે છે અથવા તેને ફોલ્લા અને મોહોટાં ગુમડાં થાયછે. તેથી તેને પીડા થાયછે એટલુંજ નહી પણ લાંબા વખત સુધી તેમાં હેરાન રાખેછે અથવા તેની તનદુરસ્તીમાં એટલો બગાડો કરેછે કે તે હમેશા નબળું રેહેછે.

શીતલા કાહાડેલા શખસો જરૂર કરી શીતલાથી બચેલા રેહે એવું પણ નથી. કાંએ કે શીતલા કાહાડેલા હોય તે છતાં મોહોટી ઉમરમાં શીતલા નીકળ્યાથી મરણ પણ નીપજેછે.

૧૮૬૫ ની સાલમાં કલકતામાં શીતલાનો ફેલાવો ઘણો હતો. તે વખતે જેઓને ઘણા વરસ ઉપર શીતલા કાહાડેલી હતી તેઓને શીતલા નીકળી આવી.

તેમાંના ઘણા શખસો મરણ પામ્યા. જો કે તેઓનાં સગાંઓને સારી પેઠે યાદ હતું કે શીતલા કડાવ્યાથી તાપ આવેલી તથા દાણાં પણ સારા ભરાયલા હતા અને કેટલાએકને તો શીતલાનાં ચાઠાં પણ હતાં.

૧૩. એમાં બીજો ભય એ છે કે શીતલા કાહાડનાર ઘણું કરી પ્રમાણીક માણસ નથી હોતાં અને જેઓને શીતલા કાહાડીઆથી તાવ નહી આવ્યો હોય અથવા દાણા પણ બરોબર નહી ભરાયા હોય જેથી શીતલા ફરી ન આવે તેવો બચાવ થયલા ન કેહેવાય તો પણ તેઓ એવું કેહેછે કે હવે ફરી શીતલા આવશે નહી.

બંગાલાના કેટલાએક ભાગોમાં શીતલા કાહાડેલા શખસોની એવી ખાતરી કે તેઓને શીતલા બરોબર કાહાડેલી છે તોપણ શીતલાથી તેઓનો પુરે પુરો બચાવ મળેલો નહી એવા ઘણા દાખલા નજરે પડેછે અને તેઓને શીતલાનો ચેપ લાગુ પડયાથી જાણે શીતલા કહડાવી ન હોય તે પ્રમાણે શીતલા નીકળી પડેછે. એવું પણ ઘણે ઠેકાંણે માલમ પડેછે.

૧૪. શીતળા કડાવવી અને શીલી કડાવવી એ બે વચમાં મુકાબલો.

| | શીતલા કઢાવવી. | શીલી કઢાવવી. |
|---|---|---|
| ૧. બચાવ. શીતલા ન આવે તેવો બચાવ. | શીલી કઢાવ્યા બરોબર બચાંવ થાયછે. | શીતલા કઢાવ્યા બરોબર બચાવ થાયછે. |
| ૨. દરએક શખસનો | શીતલા કઢાવ્યાથી માણશ મરેછે. | શીલી કઢાવ્યાથી કોઈપણ મરતું નથી. |
| ૩. વસ્તીનો બચાવ. | શીતલા કાઢીઆથી વસ્તી- | શીલી કાઢીઆથી |

| | | |
|---|---|---|
| | માં શીતળાનો ફેલાવો થાયછે. | કદી શીતલાનો ફેલાવો થતો નથી. |
| ૪. દુઃખથી છુટાપણું. | શીતલા કાઢ્યાથી ઘણી વખતે ઘણું દરદ, તાવ અને બેચેની પેદા થાયછે. | શીલી કાઢ્યા પછી ઘણું થોડું દરદ, ઘેજ તાપ, અને બીજી જાતની બેચેની બીલકુલ થતી નથી. |
| ૫. પાછલા પરીણામોથી છુટાપણું. | શીતલા કાહાડ્યા પછી ઘણી વખતે આંખે આંધળા, પગે લંગડા, ચેહેરે બેશીકલ, ઘણાં ધુંમડાં અને તનદુરસ્તીમાં બીગાડો થાયછે. | શીલી કાઢ્યા પછી આંખે આંધળા, પગે લંગડા, ચેહેરે બેસીકલ અથવા ધડધુંમડાં કદી થતાં નથી અને કોઈજ વખત ફોલ્લા થાયછે. |
| ૬. અગવડ ભરેલા અટકાવો. | શીતલા કાઢ્યા પછે થોડા પેહેલા દાહાડામાં બચાંને ઘણી વખતે નવરાવવું જોઈએ અને તે પછી કેટલાએક દહાડા સુધી બીલકુલ નવરાવવું નહી જોઈએ. ઘણા વખત સુધી હમેશના ખોરાકમાં ફેરફાર કરવો પડેછે. શીતલા કાહાડેલું બચું શલામતીથી બાહાર જઈ રમીશકતું નથી. જે ઘરમાં શીતલા કાઢી હોએ ત્યાના માણસોને મછી ખાવાથી મને કીધામાં આવેછે અને હજી મત કરાવી અથવા ભીખ આપી શકાતી નથી. | શીલી કાઢીઆ પછે પેહેલો એક દીવસે શીવાએ હમેશની માફક બચું નાહી શકેછે. તેના ખોરાકમાં ફેરફાર કરવાંની કાંઈપણ જરૂર પડતી નથી અને કાંઈપણ હરકતવગર હમેશની માફક બાહાર રમવા જઈ શકેછે. હમેશાંની માફક મછી ખાઈ શકાયછે. હજામત કરાવી અને ભીખ આપી શકાય છે. |

## ૩. શીલી કાહાડવા બાબત

(એટલે ગાયનો શીતળાનો ચેપ મનુષ્ય જાતમાં નાંખવાથી જે કણ ભરાએછે તે)

૧૫. હવે આપણે શીતલાથી બચાવ થાય અથવા શીતલા નહી આવે તેવા ઉપાય વિશે બોલીએ. તે ઉપાય ઈંગ્રેજી ટીકા અથવા શીલી કાહાડવાને નામે ઓલખાયછે. એ ઉપાય પેહેલ વેલો ઈંગ્લંન્ડમાં કામે લાગો હતો તેથી તેને ઉપલું નામ આપવામાં આવ્યું છે. એ ઉપાય દાખલ કરનારનું નાંમ ડાકટર જેનર છે અને તેનું નાંમ ઈંગ્લન્ડમાં ઘણું વખાણાંયલું છે. એટલુંજ નહીં પણ આખા યુરોપખંડમાં પણ વખણાયું છે. હીંદુસ્થાનમાં નજદીક ૭૦ વરશ થયાં શીલી કાહાડવાની રીત કાંમમાં આવી છે એટલે એ રીત કાંઈ હાલમાં નવી નથી. સુધરેલી દુનીઆંના સર્વે ભગોમાં શીતલાથી બચાવ કરવામાં એજ રીત કામે લગાડી છે. ઘણા દેશોમાં શીતલા કાહાડવાનો અટકાવ કાયદાની રુએ કીધામાં આવ્યો છે. અને બીજા ઘણા દેશોમાં એવા કાયદા બાંધેલા છે કે બચ્ચાં થોડાં મોહોટાં થયાં કે શીલી કાહાડવાની તેઓના માબાપોને જરૂર પડેછે. જેમ કોઈ વસ્તી ઉપર હુમલો કરે અથવા ચોરી કરે અથવા માલમીલકત સળગાવે તેને જેવી શીક્ષા કીધામાં આવેછે તેવીજ રીતે ઉપલો કાયદો તોડનારને પણ સજા થાયછે. એ પ્રમાણે કરવાનું કારણ એટલુંજ કે શીતલા નીકલ્યાથી કેટલું દુઃખ થાયછે અને લોકો પોતાના છોકરાંને શીતલાથી બચાવતાં ભુલી ગયાથી કેટલું નુકસાન થાયછે તેથી યુરોપની સરકાર સારી રીતે વાકિફ છે.

• કલકત્તામાં અને હીંદુસ્થાનની બીજી જગ્યાઓમાં જ્યાં શીલી કાહાડવાનું બની શકેછે ત્યાં શીતલાના ચેંપથી શીતલા કાઢવી નહીં એવી રીત કાયદાથી મના થએલી છે.

૧૫. શીલી કાહાડ્યાથી શીતલાનો અટકાવ થાયછે એ ખુલી રીતે સાબીત થાયછે. એવા દાખલા માણસોનાં, શેહેરોનાં, અને દેશોના અનુભવ ઉપરથી મલી આવેછે.

એક શખ્સને સંભાળથી અને ફતેહમંદીથી શીલી કાહાડ્યા પછી જો શીતલા કાહાડીએ તો તે ઉઠશે નહીં.

• તેજ પ્રમાણે શીતલાનો ચેપ લાગ્યાથી પણ તેમાં અસર થતી

ઓને બરોબર શીલી કાઢેલી હોયછે તેઓ શીતલા નીકલેલા શખ્સના બીછાના ઉપર સાથે સુવે તો પણ તે ઉપર ચેપની અસર થતી નથી. શીલી કાહાડેલા શખ્સોનો એક મોટો જથ્થો તપાશી જોતાં તેઓમાં શીલી નહીં કાઢેલા શખ્સો કરતા ઘણા થોડાઓમાં શીતલા નીકળેછે અને તે પણ મોટી ઉમરે પુગા પછી અને ઘણી અગતની વાત એ છે કે તે બેઉમાં આ નીચે પ્રમાણે તફાવત રેહેછે કે શીલી નહીં કાહાડેલા ૨૦૦ શખ્સોને શીતલા નીકલેછે તો તેમાં ૫૦ શખ્સથી વધારે જરૂર મરેછે. પણ જેઓને બરોબર રીત શીલી કાહાડેલી હોય તેઓમાંના ૨૦૦ શખ્સોને શીતલા નીકલે તો તેમાં એકજ મરણ નીપજેછે. આપણે હમણાંજ કહ્યું કે શીલી કાઢેલા શખ્સોને કોઈ કદાચ શીતલા નીકલેછે અને તેમાં મરેછે પણ એ વીશે ખોટો વીચાર ન રહે માટે આપણે કેહેવું જોઈએ કે જેઓને શીતલા કાઢેલી હોયછે તેઓમાંના તો ઘણાઓને શીતલા નીકલેછે અને મરેછે અને તેજ પ્રમાણે તેઓને એકવાર શીતલા નીકલી ગઈ હોય તેઓને બીજી અથવા ત્રીજી વાર શીતલા નીકલેછે અને તેમાં મરેછે.

આપણે કોઈ પણ એક કસબો લઈએ અને શીલી કાહાડ્યા અગાઉ ત્યાંના કેટલા લોક મરણ પાંમતા તેની સંખ્યા લઈએ અને તેજ કસબામાં શીલી બરોબર રીત કાહાડ્યા પછી કેટલાં મરણ ઉપજેછે તેની સંખ્યા સાથ સરખાવીએ તો આપણા મનમાં કાંઈ પણ શક રેહેશે નહી કે શીલી કાહાડવાથી ઘણો બચાવ થાયછે. એ વાત બતલાવી આપવા "કોપીનહેગનનો" એક સઉથી સરસ દાખલો છે. શીલી કાઢવાની રીત તે શેહેરમાં પેહેલી ૧૮૦૧ માં દાખલ થઈ. એથી ૧૦ વરશ આગળ ૨૭૨૬ શખ્સો શીતલા નીકલ્યાથી મરણ પાંમ્યાં હતાં. ૧૮૧૦ ની સાલમાં ત્યાં એવો ધારો કાઢ્વામાં આવ્યો કે સર્વેને શીલી કડાવવી અને તે પછે ૧૦ વરશમાં શીતલાથી એક માણસ પણ મુવું નહી અને શીલી કાઢવાની રીત દાખલ થઈ તથા તે વીશે ધારો નીકલ્યો તેની વચમાં નવ વરસમાં શીતલાથી માત્ર ૧૫૮ મરણ ઉપજ્યાં હતાં. આ ઉપરથી આપણને માલમ પડેછે કે જે વારે ઘણા લોકોએ પોતાની ખુશીથી શીલી કઢાવી તે વારે એક નકી વખતમાં શીતલાથી એક શખ્સ મુવું. અને શીલી નહી કઢાવતાં તે સોળ શખ્સ મરતાં હતાં પણ સરકારે એવો હુકમ કાહાડયો કે સર્વેએ શીલી કઢાવવી. તે પછી દસ વરસમાં એક મરણ પણ થયું નહી. તેજ ...દેશોમાં શીલી કાઢવાની રીત થોડી અથવા ઘણી દાખલ થઈછે તે

પ્રમાણે શીતલાથી મરણ ઘણાં ઘટી ગયાં છે. જો આપણે સ્વિડનનો દાખલો લઈએ તો આપણને માલમ પડશે કે શીલી કાઢવાની રીત દાખલ કીધા અગાઉ શીતલાથી ૧૩ શખસો મરતાં હતાં તેને બદલે હાલ એકજ મરેછે.

૧૭. બીજા દેશોમાં મરણની નોંધ જેવી સંભાલથી કીધામાં આવેછે તેવી હીંદુસ્થાનમાં ન થાવાના શબબથી તે વીશે બરોબર ગણતરી થઈ શકતી નથી. પણ આ તો સરકારને સારીપડે ખબર છે કે જે ઠેકાણે શીલી ઘણી કાઢવામાં આવેછે તેમ મરણની સંખ્યા ઓછી થાયછે. એના દાખલામાં મુંબૈ ઈલાકાની ઘણી જગ્યાના તથા વાય્ય ખુણના મુલકના કમાઉન અને ઘરવાલના દાખલા આપી શકાશે. બંગાલની બાહાર ગયા વગર પણ એથી વધારે સારો દાખલો આપી શકાશે. કલકતાની અંદર ૧૮૩૨ ની સાલથી ૩૪ વરશ સુધી દર વરસે શીતલાથી ૭૦૦ શખસો મરતાં હતા પણ હાલમાં મુશકેલાઈથીજ કોઈ મરણ ઉપજેછે. આવું પરીણામ ઘણું અજબ જેવું છે અને તે ઉપર ઘણું ધ્યાન રાખી વીચાર કરવો જોઈએ.

શીલી કાઢેલા ગામોમાં શીતલાથી મરણ ઉપજતાં નથી અને જેઓ શીલી નહીં કઢાવા દે તેઓમાં મરણ ઉપજેછે એવા નોંધી રાખવા જેવા દાખલા ઘણા મલી આવેછે. તેમાંનો એક દાખલો બન્યા પછી સરકારના જાણમાં આવ્યો તે નીચે પ્રમાણે છે. ૧૮૬૩ ની સાલમાં રાજપુરનું એક મોહોટું અને આબરૂવાલું ગામ હરી નાવીના સર્વે રેહેવાસીને શીલી કાઢવામાં આવી હતી પણ કઈલાસ ચંદ્રદતના કુંટુબને ઘણું સમજાવતાં પણ શીલી કાઢવા દીધી નહી. ૧૮૬૪ થી ૬૫ ની સાલમાં શીતલાનુ જોર ઘણું ફેલાયું તે વખતે એ કુટુંબના સર્વે શખસોને શીલી નહી કઢાવેલી હતી તેઓને શીતલા નીકલી અને તેમાં ત્રણ શખસો મુવાં. તેમાં ઘરનો મુખ્ય શખસ પણ મુવો. બીજી એવી પણ ખબર મલી હતી કે તે ગામમાં બીજા કોઈને શીતલા નીકલવામાં નહી આવી હતી.

જેવારે એવો દાખલો બનેછે તે વારે શીલી કાઢવાથી આવો અજાયબ રીત બચાવ થાયછે તે જેઓના જોવામાં આવેછે તેઓ તાજુબ થાયછે.

૧૮. શીતલાનો અટકાવ કરવામાં શીલી કાઢવી એ મોટો ઉપાય છે અને તેમ કરવામાં કાંઈ નુકસાન પણ નથી. જો બરોબર રીતે શીલી કાઢવામાં આવેછે તો તેમાં કોઈ મરણ થતું નથી.

ઘણાં વરશ થયાં હીંદુસ્થાનમાં લાખો શખ્સોને દર વરશે શીલી કાહાડવામાં આવેછે અને શીતલા કાઢયાંથી દરવરશે મરણ થતાં હતાં તે પ્રમાણે શીલી કાઢયાથી કોઈ પણ મરણ થયું નથી.

કલકત્તામાં અને તેની આસપાસના મુલકમાં દર વરશે એક લાખ કરતાં વધારે શખ્સોને શીલી કાહાડવામાં આવેછે તો પણ તેથી એક પણ મરણ ઉપજ્યું હોય તેવું જાણવાંમાં આવ્યું નથી.

૧૯. શીલી કાઢવાની વખ્તે નાના છીદ્ર કરવામાં આવેછે તેથી કાંઈ પણ દરદ થતું નથી. તેઓ એટલાં નાહાના છે કે મછરના ડંખ જેવા કહીએ તો ચાલે. દર હાથના ઉપલા ભાગમાં બે ઠેકાણે છીદ્ર કરવામાં આવેછે અને તે એવાં જુજ છે કે ઘણાં નાહાનાં બચ્ચાને તેની ખબર પણ પડતી નથી. શીલી કાઢયા પછી તે જગ્યાને ઘસ્સા લગાડવાથી અથવા ધોયાથી અથવા ચેલ કીધાથી સંભાળ રાખવી જોઈએ. પણ એ ઉપરાંત બીજી કોંઈ સંભાળની જરૂર નથી. હમેશ પ્રમાણે તે બચ્ચાંને રમત કરવા દેવી તથા હમેશનો ખોરાક ખાવા દેવો અને કેટલાક દીવસ સુધી તો તેઓને શીલી કાઢી છે એવી ખબર પણ રેહેતી નથી.

૨૦. શીલી કાઢેલા વખ્તમાં જે ઈજા થાયછે તે ઘણી થોડી થાયછે. જે વારે કણ ભરાયછે તે વારે સેહેજ તાપ થોડા કલાક ચડેછે અને તે પછી બે દીવસ સુધી હાથમાં થોડી ઈજા થાયછે. એ ઉપરાંત બીજી ઈજા કાંઈ થતી નથી. અને હાથની ઈજા જેવી હલકી પડેછે કે તેઓને બીજું કોઈ પણ દુઃખ થતું નથી અને જે દીવસ તાવ આવે તે શીવાય બીજા દીવસમાં ખાધા અથવા નાવામાં હરકત પડતી નથી.

૨૧. આપણે એવું કહી ગયા છીએ કે જે શખ્સોને શીતલા એક વાર નીકલી હોય તેને કોઈ વખ્ત ફરીથી પણ નીકલેછે. અને જેઓને શીતલા અથવા શીલી કાઢી હોય તેઓને પણ કોઈ વખ્તે શીતલા ફરી નીકલેછે. કેટલાક વખ્ત ગયાથી કેટલાએક શખ્સોમાં શીતલાને અટકાવ કરવાની શક્તિ ધીમી પડી જાયછે. વાસ્તે જે વખ્તે શીતલા ઘણા જોરથી ફેલાયલી હોય તે વખ્તે એવી બચાવ શક્તિ પાછી સેહેલાઈથી દાખલ કરવાની ઘણી અગત્ય છે. એક વખ્ત શી-
[illegible] ...ઢાવી હોય તે લોકો ફરી કઢાવતા નથી કેમકે તેમ કીધાથી ઘણી મેહેનત

પડેછે તથા જાનની નુકસાની થાયછે. શીલી કાઢવામાં એવી કોઈ નુકસાની નથી અને જે વખતે શીતલાનું જોર વધારે હોય તો તે વખતે તેના ભયમાંથી છુટા થવાનો સેહેલો રસ્તો બીજી વાર શીલી કઢાવાનો છે. એ ઉપાય એવા વખતમાં ઘણો કીમતી માલમ પડેલો છે. જરૂર પડેથી ફરી શીલી કાઢવી એ બાબત ઘણાઓ ઉલટી રીત સમજેછે. શીતલા ફરીથી કાઢવી પડતી નથી તેથી શીલી કાઢવાની રીત કરતાં શીતલા કાઢવાની રીત ઉંચી છે એવું કેહેવામાં ભુલ છે. ખરે ખરી વાત તો એ છે કે શીતલા કાઢવાની રીત શીલી કાઢવા કરતાં હલકી છે કેમકે શીતલા ફરીથી તેવી સેહેલાઇથી અને જોખમ વગર કાઢી શકાતી નથી. જે દેશમાં બરોબર રીતે શીલી કાઢેલી હોય ત્યાં શીતલાનો ભય એટલો થોડો રેહેછે કે ઘણા થોડા શખસો ફરી શીલી કઢાવેછે પણ પોતાનાં ઘર છોડી બીજી જગ્યામાં જ્યાં સરખી રીતે શીલી કાઢેલી નહી હોય અને જ્યાં શીતલાનું જોર વધારે હોય છે ત્યાં ગયા અગાઉ શીતલાનો બચાવ કરવા માટે ફરીથી શીલી કઢાવવી જોઈએ એટલુંજ નહીં પણ જે વખતે શીતલાનું જોર ઘણું હોય અને શીલી કઢાવ્યાને ઘણો લાંબો વખત થઈ ગયો હોય તેવા શખસોએ ફરી શીલી કઢાવાની સાવચેતી રાખવી જોઇએ. તેજ પ્રમાણે તમે જે ઘરમાં રેહેતા હો ત્યાં શીતલા ઘણાને નીકલે તો તે વખતે પણ ફરી શીલી કઢાવવી એ સારી રીત છે. જેઓએ એક વાર શીલી કઢાવી હોય તેઓએજ ફરીથી કઢાવવી એટલું નહીં પણ જેઓએ શીતલા કઢાવી હોય અથવા શીતલા નીકલી ગઈ હોય તેઓએ પણ ફરીથી શીલી કઢાવવી જોઈએ.

જે વખતે શીતલાનું જોર ઘણું હોય તે વખતે પણ શીલી કઢાવવામાં કાંઈ જોખમ નથી. કાંએ કે જેમ આગલ કહ્યું છે તેમ શીલી કાઢ્યા પછી જો પાંચમે દીવસે શીતલા નીકલે તો તેનું જોર હલકું રેહેછે પણ જો સાતમે દીવસે નીકલે તો તેનું જોર ઘણું જુજ રેહેછે.

## ૪. શીતલાને નાબુદ કરવા વીશે સૂચના.

જેઓએ આગલી બીના વાંચી હશે તેઓના જાણવામાં આવશે કે આ નીચલી સૂચના ઉપર ધ્યાન રાખ્યાથી શીતલાના ઉપદ્રવથી નાશ થતો અટકી શકશે.

૨૨. ૧. જે શખસને શીતલા નીકલી હોય તેને એક ઓરડામાં

અને ત્યાં તેની ચાકરી કરી શકે એવા શખ્સો શીવાય બીજા કોઈને જવા દેવા નહીં.

૨. એ ચાકરી કરનારાની સંખ્યા જેમ બને તેમ થોડી રાખવી અને જેઓને શીતલા નીકલી ગઈ હોય અથવા શીતલા કાહાડ્યા પછી તાવ આવી દાણા નીકલ્યા હોય તેવા શખ્સોને તેની ચાકરીમાં રાખવા અને તે માંદા શખ્સને છોડી જે જગ્યામાં લોકો આવતા જતા હોય ત્યાં જવા દેવા નહી અને ઘરના બીજા માણસોને તેઓને અડકવા અથવા તેઓની નજદીક આવવા દેવા નહી.

૩. જો બની શકે તો ઘણી ઉમરે પુગેલા શખ્સોને કોઈ બીજા ઘરમાં જઈ રેહેવું અને સર્વે બચ્ચાંને તથા જવાન બાઈડીઓને જો બની શકે તો પોતાનું ઘર છોડી કોઈ સગાને ઘેર બીજા ગામમાં મોકલવાં.

૪. જે ગામમાં શીતલા નહીં નીકલી હોય ત્યાંના લોકોને શીતલાવાલા ગામમાં જવા દેવા નહીં. શીતલાવાલા ગામોના શખ્સો સાથ વેહેવાર રાખવાથી મને કરવા અને પોતાના ગામમાંથી તેવા શખ્સોને બીજે ગામ જવા રસ્તો પણ આપવો નહીં.

૨૩—૧. જે શખ્સને શીતલા નીકલી હોય તેને પોતાના શરીર ઉપરના સર્વે ભીંગડા નીકલી જાય અને આંગને ઘણી વખત નાહીં સાફ કીધા શીવાએ બીજાઓને મળવું ભેટવું નહી.

૨. જો શીતલાવાલા શખ્સને લઈ જવા કોઈ ડોળી અથવા ગાડી કાંમમાં લીધી હોય તો તે સંબંધી જે નરમ વસ્તુ હોય તેને બાલી નાંખવી અને લાકડ કાંમને ગરમ પાણીથી ધોઈ તડકામાં સુકવવા નાખવું. જ્યાંહાં સુધી શીતલાનું જોર હોય ત્યાંસુધી શીતલાવાલા શખ્સોને લઈ જવા લાવવા કેટલાએક ગાડીકા નકી કરી રાખવા અને એવા રોગવાલાને લઈ જવા લાવવાથી રાહાદારી ગાડીકાના ધણીઓને મને કરવી.

૨૪.—૧. જેવી શીતલા ગામમાં પ્રગટ થવા માંડે કે તરત કોટવાલને જાહેર કરી શીલી કાઢનારને બોલાવી લેવા. જો સરકારના શીલી કાઢનાર તે જીલામાં હશે તો શીતલાનો અટકાવ કરવા તેઓને એકદમ મોકલવામાં આવશે.

૨. પણ જો એવી ખબર હોય કે તે જીલામાં સરકારી શીલી કાહાડનારા નથી તો [illegible]રી ત્યાંના લોક આપવાને ખુશી છે તેવીશે અરજીમાં લખી

જણાવવું અને એ પ્રમાણે ખબર થયાથી શીલી કાઢનારનેત્યાં મોકલવામાં આ-વશે. જો બશો શખ્સો મલી દરએક બબેઆના આપી શકે તો શીલી કાઢ-નારનો ખરચ તેમાંથી નીકલી શકશે. વાસ્તે જો રૂ ૫૦ નું ઉગરાણું થાય તો શી-લી કાઢનારા મોકલી શકાશે.

## ૧. ઉપર લખ્યું તેનો ટુકામાં સાર.

હીંદુસ્થાન ખાતે શીતલા નીકલ્યાથી દરવર્ષે હજારો માણસો મરેછે. બરો બર ઉપાય લીધાથી એવાં મરણમાં ઘણો અટકાવ થઈ શકેછે. શીતલા વીશે સર્વ વસ્તીને આવી રીતે ખબર આપવાની સરકારની મરજી એટલીજ છે. કે તેથી તેઓ ઉપર પડતાં ભયનો અટકાવ થઈ શકે.

૨. શીતલા એ માત્ર ચેપી દરદ છે. એક શખ્સને શીતલા નીકલી હોય તો તેના ચેપથીજ બીજાને નીકલશે.

૧૮૫૪ ની સાલમાં એક ટાપુ જેની ૫૦૦૦ માણસની વસ્તી હતી ત્યાં એક શીતલાવાલા ખલાસીથી શીતલા એટલી તો ફેલાઈ કે તેથી ૩૦૦૦ શખ્સો મરણ પામ્યાં. શીતલા કઢાવ્યાથી હીંદુસ્થાનમાં શીતલાનો ફેલાવો થાયછે. ૧૮૬૭ માં સેંનફીબેરીઆમાં શીતલા કાહાડવાથી ૧૩૫ શખ્સોને શીતલા આવી પડી.

૧૮૬૫ ના માર્ચ અને એપ્રીલ મહીનામાં શીતલાથી કલકતામાં ૩૦૦૦ શખ્સો મરણ પાંમ્યાં.

જો શીતલાના એક માણસમાંથી બીજામાં ફેલાવતાં અટકાવ કીધામાં આવે તો તેનો ઉપદ્રવ અટકેછે. તેનો આ ત્રણ રીતથી અટકાવ થાયછે. પે-હેલી એકે જેઓને શીતલા આવી શકે એવાઓને શીલી કાઢવી જેથી કોઈપણ શીતલાના બચાવ વગરનો રેહે નહીં. બીજી એ કે જેઓને શીતલા નીકલી હોય તેઓને જુદા રાખવા અને શીતલા લાગુ પડે તેવા શખ્સોથી દુર રાખવા અને ત્રીજી એ કે ઓરણાં, લુગડાં, બીછાંના અને બીજી ચીજો જેને શીતલાનો ચેપ લાગો હોય તેને સ્વચ્છ કરવાં,

## ૨. શીતલા કાઢવા વિશે.

જેઓને શીતલા કાઢી હોય તેઓની શીતળા સુકાએ નહીં તેટલામાં કોઈ વખતે મરણ ઉપજેછે તેઓને લીધે શીતલાનો ફેલાવો આખા દે...

અને તેમાં ઘણાં માણસો મરેછે. શીતલા કાઢવાની રીત ઘણી મેહેનતની છે અને જેઓને શીતલા કાઢી હોય તેઓને તથા આસપાસના માંણસોને કંટાલા ભરેલી બંદીઓ જાળવવી પડેછે. જેઓને બરોબર શીતલા કાઢી હોય તેઓને મોહોટી ઉમરમાં ફરીથી નીકલેછે અને તેમાં મરણ પણ ઉપજેછે. એ ઉપરાંત જેઓ-ને શીતલા કાઢેછે તેઓની શીતલા કાહાડનાર એવી ખાતરી કરેછે કે શીતલા થી બરોબર બચાવ થયો છે પણ ખરી વાત તો એ છે કે જેઓને તાપ અને કણ બરોબર નહીં નીકલ્યા હોય તેઓને ફરીથી શીતલા આવ્યા વગર રેહેતી નથી.

જો આપણે શીલી અને શીતલા કાઢવાની રીતો, સરખાવીએ તો આપણને એવું માલમ પડેછે કે શીતલા કાઢવામાં મરણ ઉપજે છે તથા શીતલાનો ગામમાં ફેલાવો થાયછે તે સાથે તેમાં દુખ અને મેહેનત ઘણી છે પણ શીલી કાઢવાથી શીતલા કાઢવાના સર્વ ફાયદા સચવાયછે પણ તેનો કાંઈ ગેર ફાયદો થતો નથી.

### ૩. શીલી કાઢવા વિશે.

શીતલાથી બચાવ કરવાની આ રીત ડાકટર જેનરે ઈંગલંડમાં દાખલ કીધી હતી તે રીત હાલમાં આખી દુનીઆમાં કામે આવી છે. ઘણા દેશો-માં સરકાર શીતલા કાઢવાની રીતનો અટકાવ કરેછે અને શીલી કાઢવાની રીત દાખલ કરવાની જરૂર પાડેછે. શીલી કાઢવાથી શીતલાનો અટકાવ થાયછે. શીલી કાઢેલાં છોકરાંને જો શીતલા કાડવામાં આવે તો પણ તેને દાણા ભરાતા નથી અથવા તાપ આવતી નથી. શીલી કાઢેલું શખસ શીતલા નીકલેલાં શખસ સાથે એકજ બીછાનામાં સુવે તો પણ શીતલાને તે લાગુ પડતી નથી. જો શીલી કા-ઢેલા શખસોને શીતલા નીકલેછે તો તેમાંથી મરણ કોઈ કદાચજ ઉપજેછે. તેમજ જેઓને એકવાર શીતલા નીકળી હોય અથવા શીતલા કઢાવી હોય તેઓનેપણ ફરીથી શીતલા નીકલેછે અને મરેછે. કોપનહેગનમાં શીલી કાઢવાની રીત દા-ખલ કીધા પછી શીતલાના રોગમાં જેવાં અગાઉ ૧૬ શખસ મરતાં હતાં તેને બદલે એકજ મરણ ઉપજવા લાગ્યું અને શીલી કાઢવા વીશે ધારો લાગુ કીધા પછી દશ વર્ષો સુધી શીતલાના દરદમાં એક શખસ પણ મુવું નહી. સ્વિડનમાં શીલી દાખલ કીધા અગાઉ ૧૩ શખસો મરતાં હતાં. તેને બદલે હમણાં એક મરેછે. કલકતામાં દર વર્ષે શીતલામાં ૭૦૦ શખસો મરતાં હતાં પણ હમણા ...ગો ઘટારો થયો છે.

શીલી કાઢવામાં કાંઈ દરદ નથી થતું અને તેમાં એહેજ મેહેનત અથવા અ-ડચણ થાયછે અને તેથી મરણ કોઈ પણ નીપજતું નથી. જેઓને એક વાર શી-લી કાઢી હોય અને શીતળાનો ભય ઘણો હોય તો ફરીથી [illegible] કાઢી શકાએછે.

વારેઘડીએ શીલી કાઢવાની રીત ખરાબ છે. કારણકે તેમ કીધાની કાંઈ જરૂર નથી. શીતલાનું દરદ નાબુદ કરવા વિશે ઉપલી સુચનાઓ ઉપર લ-ક્ષ દીધાથી તે દરદના ફેલાવાનો એકદમ છેડો આવેછે.

આ ઉપલો તરજુમો પુરો થઆથી હું કચ્છની વસ્તીને શીતલા, વીશે થો-ડી સૂચના કરવાની જરૂર જોઉછું. ઘણાખરાઓના વીચારમાં એવું છે કે બાલકોને અથવા મોહોટાઓને શીતલા નીકલેછે તે કાંઈ દરદ નથી પણ તેઓએ અથવા તેઓના માબાપે શીતલા માતાની (દેવીની) માનતા બ-રોબર નહીં કીધાના સબબથી શીતલા માતા એ રીત પોતાનો કોપ અથવા ગુસ્સો બતાવેછે. અને તેઓની તકસીર જેમ વધારે હોય તેમ તેઓ વધારે સજાને પુગેછે અને એવીજ સમજને લીધે જેવારે શીતલા નીકલેછે તે વારે તેઓનાં સગાંઓ શીતલા માતાની તરેહવાર માનતા તથા કાલાવાલા કરવા મંડી જાયછે કે જેથી માતા ખુશી થાય અને શીતલા નીકલેલો શખ્સ તેના કોપનો ભોગ થઈ નહી પડે. પણ એ વીચાર બીલકુલ ખોટો છે કારણકે શી-તળા એક કાંઈ માતાના કોપથી નથી નીકળતી. જેવાં બીજાં દરદો છે તેમાં-નું એ પણ એક દરદ છે. કદાચ એ ઉપલો વીચાર આ રીતે બંધાઓ હશે કે આગલા વખતમાં જે વારે શીલી કાહાડવાની રીત દાખલ નહી થઇ હતી તેવારે શીતળા ઘણા જોરથી ફેલાતી હતી અને તેમાં મરણ પણ ઘણાંજ થતાં હતાં. એ ઘણાં મરણ થવાને લીધે એમાં કોઈ માતાનો હા-થ છે એવું તે વખતના ભોળા લોકોએ માની લઈ તેની માનતા કરવા માંડે-લી અને તે રીત હાલ સુધી ઉતરતી આવેલી આપણા જોવામાં આવેછે. પણ જેથી ઘણા મરણ ઉપજે તેમાં માતાનોજ હાથ છે એવું નહી માનવાને આ-પણી પાસ બીજા દાખલા છે. સરવે કોઈને ખબર છે કે “ કાલરા ” અથવા “ છલકા ” નો દુષ્ટ મરજ જેવારે જોરમાં ચાલેછે તે વારે શું નાના કે મોહો-ટા, શું નબળાં કે કૌઅતવાન, શું દરદી કે તંદરોસ્તને કેટલા થોડા વખતમાં આ-દુનીઆની સર્વે પ્યારી ચીજે છોડી બીજી દુનીઆંના વાસને તેઆર થવું પડેછે !. જ્યારે છલકાના મરજમાં શીતળા કરતાં ઘણીજ મરકી ચ-

તેમાં કોઈ મોહોટી માતાનો હાથ જોઈએ. પણ તે વીશે હાલના જમાનાના લોકો તેવું માનતા નથી. તેમજ શીતલાના મરજમાં શીતલા માતાનો હાથ છે એવું માનવું નહીં જોઈએ. એ ઉપરાંત આપણી ઉપલા તરજુમાથી ખાતરી થઈ છે કે જ્યાંહાં શીલી કઢાવા ન આવે એવી રીતે બચાવ કીધો હોય ત્યાં શીતલાનું જોર જોવામાં આવતું નથી. પણ જ્યાં તેવા ઉપાય લીધામાં નથી આવતા ત્યાં મરકીની માફક મરણ ઉપજે છે. એ ઉપરથી સરવેની ખાતરી થશે કે શીતલાનું જોર હલકું અથવા વધારે કરવું એ આપણાજ હાથમાં છે. એમાં શીતલા માતાનો હાથ નથી. જો તેનોજ હાથ હોત તો શીલીથી બચાવ કીધેલી જગ્યાઓમાં પણ તેનો કોપ સરખો દેખાવો જોઈએ. પણ તે પ્રમાણે નથી. વાસતે શીતલા એ બીજાં દરદોની માફક એક દરદ છે અને તેને અટકાવાને વાસતે સરવેથી સરસ અને ખાતરી ભરેલો ઉપાય શીલી કઢવામાં છે. માટે જેઓને પોતાનો તથા છોકરાંઓનો જાન વાહાલો હોય તો તેઓએ શીલી કઢાવામાં ઢીલ કરવી ઘટતી નથી.

દોરાબજી હોરમસજી- જી-જી- એમ- શી.

